# નિવેદન

બાળકો અને ઓછું ભણેલાં પ્રૌઢોને માટે આ નાનું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. સરદારશ્રી વલ્લભભાઈની છાયામાં છેલ્લાં પંદર વર્ષ ગાળ્યાં છે તેથી તેઓનું આ નાનું જીવનચરિત્ર લખતાં સંતોષ થાય છે. બાળકો સરદારશ્રીનાં 'જીવનપ્રસંગો વાંચીને એક નિર્ભયતા કેળવવાનો પાઠ શીખે તો પણ તેઓ સરદારશ્રીના સાચા સિપાહીઓ બની શકે.

આ પુસ્તકમાં લખેલા પ્રસંગો જુદી જુદી વ્યક્તિઓ પાસેથી સાંભળીને એકત્ર કરેલા છે. તેમાં સરદારશ્રીની સાથે પેટલાદમાં ભણનાર શ્રી ઈશ્વરભાઈ અને બીજા મુ. નરહરિભાઈ પરીખે મોટા ભાગના પ્રસંગો પૂરા પાડેલા છે 'પ્રસ્થાન'ની 'વીરવલ્લભભાઈ' પુસ્તિકા વાંચીને આ લખાયેલ છે એ પણ મારે નોંધવું ઉચિત છે.

૩૧-૧૦-'૪૬
આશ્રમ સાબરમતી

પુરાતન બુચ

## અનુક્રમણિકા

# એક અજાણ્યો કેદી !

એક હતો રાજા.

એનું નામ મલ્હારરાવ હોલ્કર. એણે એક કેદીને પકડયો. કોઈને ખબર નહિ કે એ કોણ છે. તેથી રાજાએ હુકમ કર્યો કે મારા રાજમહેલના ચોકમાં જ એ કેદીને બાંધી રાખો !

કેદીને રાજમહેલમાં બાંધવામાં આવ્યો ! પછી રાજા શેતરંજના બહુ શોખીન. પોતાના રાજ્યમાંથી મોટા મોટા ખેલાડીઓને એ પોતાની સાથે રમવા બોલાવે.

પેલો કેદી તો હાથ પગમાં બેડી પહેરીને બધી રમત જોયા જ કરે.

એક દિવસ કોઈ બીજા રાજમાંથી શેતરંજનો ખેલાડી આવ્યો તેણે રાજાની સાથે શેતરંજ ખેલવાની શરત કરી. તેણે કહ્યું કે “ એક શરત કરો તો રમું. ”

રાજાને પોતાની આવડત ઉપર પૂરો વિશ્વાસ હતો એટલે બોલ્યો:

"હા, તમે કહો તે શરત મંજૂર."

પેલો ખેલાડી કહે:

"તમારા રાજનો કોઇ ખેલાડી રમત ચાલતી હોય ત્યારે તમને મદદ ન કરે."

રાજાએ વાત મંજૂર રાખી. શેતરંજની રમત શરૂ થઇ.

પેલો કેદી કોઇ કોઇ વાર હાથપગની લોઢાની બેડીઓ ખખડાવે છે ને સહુનું ધ્યાન ત્યાં ખેંચાય છે.

રમત આગળ ચાલે છે. રાજા એકાએક મૂંઝાય છે. રાજા ખોટી ચાલ ચાલવા જાય છે ત્યાં એકાએક પેલા કેદીએ રાજાને કહ્યું:

"નામવર, એ નહિ; પેલું પ્યાદું આગળ ચાલો."

એકત્ર થયેલા રાજસભાના માણસો એકી નજરે કેદીની સામે જોઈ રહ્યા!

રાજાએ કેદીના કહેવા પ્રમાણે ચાલ ચાલી ને રાજાની જીત થઇ! એ કેદી તો એક પરદેશી હતો, તેથી તેની સામે વાંધો શી રીતે ઉઠાવાય!

રાજાએ એ કેદીની બેડીઓ કાઢી નંખાવી ને પૂછ્યું :

"તમારું નામ શું ?"

"મારું નામ ઝવેરભાઇ પટેલ."

"ક્યાંના છો ?"

"મારું ગામ ખેડા જિલ્લામાં કરમસદ."

રાજા થોડીવાર વિચાર કરીને પૂછે છે :

"તમે ૧૮૫૭ ના બળવામાં ભાગ લીધો હતો એ હકીકત સાચી છે ?"

"જી હા, એ સાચી વાત છે."

"હવે તમારો ઇરાદો શો છે ?"

"ત્રણ વરસથી ઘેર કોઇને મારી ખબર નથી આપી, તેથી વતનમાં જવા ઇચ્છું છું."

રાજાએ તેમને જવાની પરવાનગી આપી. એ ઝવેરભાઈના જ પુત્ર તે આપણા સરદારશ્રી વલ્લભભાઇ. તેમનો જન્મ ૧૮૭૫ના ઑક્ટોબરની ૩૧ મી તારીખે કરમસદ ગામમાં થયો.

# ગુજરાતી ભણતર

"ઝવેરભાઇ આવ્યા ! ઝવેરભાઈ પાછા આવ્યા !"

કરમસદ ગામ લોકોના હરખના તો કોઈ પાર ન રહ્યો.

ગામના લોકોને તો એમ કે આપણો ઝવેરભાઈ કોણ જાણે કયાં નાસી ગયો હશે ! સાધુયે થયો હોય કે સંન્યાસીયે થઇ ગયો હોય, એ હવે પાછો નહિ જ આવે.

પણ ત્રણ વરસના લાંબા ગાળા પછી ઝવેરભાઇ એકાએક જ પાછા કરમસદના પાદરે આવી પહોંચ્યા, ત્યારે તેમના કુટુંબીઓ ને આખા ગામના લોકોએ ભેગા થઇને સમાચાર પૂછયા

ઘણું રખડીને અને ઘણી નવી દુનિયાના અનુભવ સાથે પાછા આવેલા ઝવેરભાઇએ ગામના લોકોને કેટલીયે નવી નવી વાતો કહી સંભળાવી. પછી ગામલોકો તેમને રાજભા કહીને બોલાવવા લાગ્યા.

તેમના નાના પુત્ર વલ્લભભાઇએ પૂછયું હશે:

" તે તમે ક્યાં ક્યાં રહેલા ? "

" એક ઝાંસીની રાણી હતી. એ બહુ બહાદુર. તેણે અંગ્રેજોનો સામનો કર્યો, મોટા લશ્કરની સરદારી લીધી ને દેશની સ્વતંત્રતા ખાતર પોતાનો પ્રાણ આપી દીધો. "

ઝવેરભાઇની આ વાતોથી નાના વલ્લભભાઇની કલ્પના જાગ્રત થતી હશે ને એને પણ મનમાં વિચાર આવતા હશે:

" હું પણ મારા દેશની સ્વતંત્રતા માટે લડીશ, મોટું લશ્કર તૈયાર કરીશ, તેનો સરદાર બનીશ ને પછી અંગ્રેજોને કહીશ કે આ મુલક છોડીને અહીંથી ચાલ્યા જાઓ. "

આવી કલ્પનાઓ કરનાર નાનકડા વલ્લભભાઇની તેજીલી આંખો અને દૃઢ નિશ્ચયી હોઠ જોઇને ઝવેરભાઇને થયું કે એને ખૂબ ભણાવીને હોશિયાર ને બહાદુર બનાવું.

તેથી ઝવેરભાઇ ખેતરે કામે જાય ત્યારે નાના વલ્લભભાઇને સાથે લઈ જાય. ખેતરે જતાં ને પાછા વળતાં તેમની પાસે આંક બોલાવે ને પલાખાં શીખવે.

ઝવેરભાઇએ આ રીતે જોતજોતામાં વલ્લભભાઇને ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કરાવી દીધો.

## અજબ સહનશક્તિ

" વલ્લભભાઈ, આ તમને શું થયું છે ? "

" એ તો જરા કાખબિલાઇ થઇ છે. "

" ચાલો, પેલાં ડોસી પાસે દવા લઇશું ? "

" હા, ચાલો જઇએ. "

એમ કહીને વલ્લભભાઈ ગામડાનાં ડોસીમાની દવા કરાવવા જાય છે. ડોસી કાખમાં થયેલું ગૂમડું જુએ છે તરત બોલી ઊઠે છે:

"અરરર...બેટા, આટલું બધું થયું ત્યાં સુધી કોઇની દવાયે નથી કરી ? "

" ના, મા, દવા કોની કરું ? "

" કોનો દીકરો તું ? "

ડોસી જરા ઓછું દેખે એટલે આંખો ઉપર હાથ ધરીને પૂછ્યું.

" એ તો હું ઝવેરભાઇનો નાનો દીકરો છું. "

" ઓહો, ઝવેરભાઇ તો આખો દિવસ સ્વામિનારણના મંદિરે જ રહે છે એ ને ? "

"હા, માજી, એ જ."

"તો તું એમ કર. સાંજે આવજે. તારે માટે એક વેલનાં પાન મંગાવી રાખીશ."

વલ્લભભાઇ ગયા ને પાછા સાંજે ડોસી પાસે આવ્યા.

"લાવો પાન, માજી!"

"આવ, બેટા, લે આ પાન; લસોટીને બાંધજે, એટલે મટી જશે."

એ પાન વાટીને ઘણા દિવસ બાંધ્યાં, પણ કાંઇ ફેર ન પડયો; અને દરદ તો વધતું જ જાય! છતાં વલ્લભભાઇએ પોતાની અતિશય વધેલી પીડાની કોઇને વાત ન કરી. તેમને એમ કે આપણું દુઃખ બીજાની પાસે વળી શું રડવું?

પછી તો દરદ બહુ જ વધી ગયું. સહુ સલાહ આપે કે હવે ડામ મુકાવે તો જ મટે.

કોઇકે કહ્યું કે અમુક ગામનો હજામ સરસ ડામ દે છે.

તરત એ ગામ ગયા ને હજામને મળ્યા.

નાનકડા વલ્લભભાઇએ હજામને કહ્યું: “ લે, આની ઉપર ડામ મૂક. ”

ઘડીભર હજામ એ નાના છોકરાની સામે જોઈ રહ્યો. હાથ આખો સૂજીને લાલ થયો હતો. હજામે લોઢાનો સળિયો ધગધગતો બનાવ્યો. પછી વિચારમા પડી ગયો કે આટલા નાના છોકરાથી શી રીતે ડામ ખમાશે !

એટલે વલ્લભભાઇએ જાતે જ ધગધગતો સળિયો હજામના હાથમાંથી લઇ લીધો ને તેને કહ્યું:

“ આમ જોયા તે શું કરે છે ? લાવ. તારાથી ન ચંપાય તો હું ડામ મૂકું. ”

એમ કહેતાંમાં વલ્લભભાઇએ પોતાની મેળે જ બે ત્રણ ડામના ચપકા મૂકી દીધા !

કેટલી અજબ સહનશક્તિ !

## ટેકીલાપણું

"વલ્લભભાઈ! ચોથી ચોપડી ભણવા માટે તો પેટલાદ જવું પડશે."

"હા, તે શું થઈ ગયું? ત્યાં જઈશું."

"પણ, ત્યાં શી રીતે ને ક્યાં રહીશું?"

"કેમ શી રીતે? હું આગળથી જઈશ ને પછી આપણી બધાંની વ્યવસ્થા કરીશ."

"પછી સાથે રહીને ભણીશું?"

"હા, એવી જ કાંઈ ગોઠવણ કરવી પડશે."

વલ્લભભાઇ અને બીજા વિદ્યાર્થીઓ પોતાના આગળના ભણતર માટેની યોજના વિચારી રહ્યા હતા.

વલ્લભભાઇ સરખે સરખા વચ્ચે ખૂબ છૂટથી બોલે, પણ મોટેરાં કે અજાણ્યાઓની વચમાં તો કોઇજ ન બોલે! તેમણે ઘરમાં પેટલાદ ભણવા જવાની વાત માટે મંજૂરી મેળવી.

વલ્લભભાઈ પેટલાદમાં નિશાળના જ માસ્તર વાઘજીભાઇ પટેલને ત્યાં જઇને રહ્યા.

છોકરાં તો બધાં જ સરખાં હોય ને! એમ જાણીને એ શિક્ષકનાં પત્ની વલ્લભભાઇને ઘરમાં પોતાના જ છોકરા તરીકે રાખે; વખતસર જમાડીને નિશાળે મોકલે.

એક વખત ભેશે દૂધ દોવા ન દીધું. જમવા બેઠા ત્યારે શિક્ષકે પૂછ્યું:

"આજે વલ્લભભાઇને દૂધ કેમ નથી મૂક્યું?"

જવાબ મળ્યો:

"વલ્લભભાઇને દૂધ જરા ઓછું ભાવે છે તેથી સ્તો!"

મજાક કરતાં તો કરી નાંખી, પણ વલ્લભભાઇએ મજાકને ઝીલી લીધી.

બીજે દિવસે મોટો વાડકો ભરીને દૂધ પીરસાયું.

વલ્લભભાઈ કહે:

"મને તો હવે દૂધ ભાવતું જ નથી. હું દૂધ નથી પીવાનો!"

શિક્ષકનાં પત્ની તો આભાં જ બની ગયાં. તેમણે વલ્લભભાઇને બહુ સમજાવ્યા, મનાવ્યા, ફોસલાવ્યા, પણ બધું ફોગટ !

વલ્લભભાઈ ત્રણેક માસ સુધી વાઘજીભાઈ માસ્તરને ઘેર રહીને ભણ્યા, પણ કદી દૂધ ન પીધું.

બાળપણથી જ તેઓ ટેકીલા હતા !

વલ્લભભાઈ પોતાના મિત્રો સાથે રહીને ભણી શકે એ માટે પેટલાદમાં ઘરની શોધ કરવા નીકળ્યા.

## સ્વાશ્રયી ભણતર

" માજી ! તમારું ઘર અમને રહેવા માટે ભાડેથી આપશો કે ? "

" આવ, ભાઇ, તું કોનો દીકરો ? "

" કરમસદના રાજભાનો વલ્લભ. "

" તો તારે અહીં પેટલાદમાં ઘર રાખીને શું કરવું છે ? "

" અમે સાતેક છોકરાઓ અહીંની નિશાળમાં ભણવાના છીએ. "

" ઠીક, ત્યારે મારા મેડા ઉપર રહેજો. "

નંક્કી કર્યા પ્રમાણે સાતેય વિદ્યાર્થીઓ પેટલાદમાં ટીંબાકૂઇના એક મકાનમાં સાથે રહેવા લાગ્યા. બધાએ કામના વારા કર્યા. તેમાં વલ્લભભાઇને ભાગે પણ રાંધવાનું, છાશ લેવા જવાનું, પાણી ભરી લાવવાનું, કપડાં ધોવાનું—એ બધાં કામ આવે ને ખૂબ હોંશથી એ કામ કરતા ને બધું પરવારી લે ત્યારે કોઈ વાંચે,

કોઈ લખે. અઠવાડિયે એક દિવસ વારાફરતી ભાષણ કરવાનો પણ એમણે ક્રમ રાખ્યો હતો !

એક વખત રાંધવાનો વારો બીજા કોઈ વિદ્યાર્થીનો હતો. તેણે ઓચિંતા જ ખબર આપ્યા.

"વલ્લભભાઇ! અનાજ તો પૂરું થયું. કાલ ચાલે એટલું જ છે."

"હા, તે શું છે?"

"હવે શું કરીશું ?"

"કેમ એમ પૂછો છો ?"

"બીજું લાવવું જોઇશે ને ?"

"હા, તે આપણા પગ ક્યાં ભાંગી ગયા છે ? ચાલો, હમણાં જ કરમસદ ઘેર જઇને અનાજ લઈ આવીએ."

વલ્લભભાઇએ સાતેય જણને સાથે લીધા ને ચાલતા ઊપડયા ઘેર. ઘેરથી બધાએ એક અઠવાડિયું ચાલે એટલું અનાજ બાંધી લીધું. ને પછી દર અઠવાડિયે ત્યાં જઇને લઇ આવવાનો ક્રમ રાખ્યો.

બધા વરાફરતી રાંધે. તેમાં એક ભાઇ જરા ભણતરમાં કાચા. તેઓ કહે :

"વલ્લભભાઈ!"

વાંચતાં વાંચતાં વલ્લભભાઇએ જવાબ દીધો :

"કેમ?"

"એક કામ કરીએ તો?"

કામની વાત સાંભળતાંજ વલ્લભભાઇએ ચોપડી પડતી મૂકી ને રાંધી રહેલા દોસ્ત પાસે આવ્યા ને પૂછ્યું :

"શું કામ કરવું છે?"

"એ તો એમ કે આ તમને રાંધવાનું ફાવતું નથી ને મારું ભણતરમાં ચાલતું નથી. તમારી વતી હું રાંધીશ, તમે મને ભણાવશો?"

વલ્લભભાઇ રાજી થયા ને કહે

"હા, જરૂર. એ સોદો આપણે કબૂલ મંજૂર છે."

બીજા દિવસથી તેમનો રાંધવાનો વારો ગયો ને ભણાવવાનો વારો શરૂ થયો !

# એક ફરીફાઈ

ગામમાં સાદ પડે છે :

"આજે રાતે રામલીલાનો ખેલ છે!"

વલ્લભભાઇ અને તેના દોસ્તો સાંભળે છે. બધા પોતપોતાના કામના વારા ઝટ પતાવે છે.

શાળાના શિક્ષકે આપેલું લેસન ઝટ પૂરું કરે છે, પાણી ભરવાનું હતું તે ઉતાવળથી ભરી લેવાય છે, ઘરમાં ચીજ વસ્તુ ગોઠવવાની હતી તે પણ ગોઠવાઈ જાય છે ને પછી એ સાતેયની ટોળી રામલીલા જોવા ઊપડે છે.

રામલીલા થવાની છે. ત્યાં લોકોનાં ટોળેટોળાં આવ્યાં છે. સહુ પોતપોતાનીં જગા ખોળીને બેઠા છે.

રામલીલા શરૂ થઇ. મંગળાચરણમાં ગીત ગવાયું. પછી નાટક શરૂ થયું.

આ બધું દૂર બેઠા બેઠા વલ્લભભાઇ ને તેમના ગોઠિયાઓ જોતા હતા.

રામલીલા પૂરી થઇ. આરતીનો વખત થયો. આરતીમાં પૈસા બોલવાનો રિવાજ.

જે સૌથી વધારે પૈસા બોલે તેના નામની આરતી થાય.

બે, ચાર, આનાથી કોઇએ બોલવાની શરૂઆત કરી.

ત્યાં કોઇએ બૂમ પાડી :

" એક રૂપિયો. "

બીજી બૂમ પડી:

" સવા રૂપિયો "

" આ કોણ બોલનારા છે ? " વલ્લભભાઇએ પોતાની પાસે બેઠેલા ગામના કોઇ માણસને ધીમેથી પૂછ્યું.

" પેટલાદના જ કોઇ લાગે છે. "

તરત જ વલ્લભભાઇએ દૂર બેઠે બેઠે જોરથી બૂમ પાડી :

" આપણા બે રૂપિયા. "

ગામના એકઠો થયેલા લોકો એ નવા બોલનાર તરફ જોવા લાગ્યાં. સહુને થયું કે આ તો પેલો ભણવા આવેલો છોકરો છે. એટલે કોઈએ વલ્લભભાઈની સામે જોઈને ફરીથી બૂમ પાડી :

"લો, ત્યારે આપણા ત્રણ."

થોડીવાર તો કોઈ કાંઈ ન બોલ્યું. રામલીલા જોવા આવેલી મેદની સ્તબ્ધ થઈ ગઈ. ત્યારે એ ત્રણ રૂપિયા બોલનારે મજાકમાં ટકોર કરી :

"બહુ મોટા બોલવાવાળા થયા છો તે હવે બોલોને દશ રૂપિયા."

વલ્લભભાઇ થોડીવાર તો ચૂપ રહ્યા. પછી તરત બોલી ઊઠ્યા : "ત્યારે લો આપણા દશ રૂપિયા."

લોકોએ તાળીના ગડગડાટ કર્યા! આરતી વલ્લભભાઇના નામની થઈ!

એ વખત તો કોઇની પાસેથી ઉછીના લઇને વલ્લભભાઇએ રૂપિયા આપ્યા, પણ રાતોરાત કરમસદ જઇને લાવ્યા ને રૂપિયા તરત ભરી દીધા!

" હોય કે ન હોય' આ શાળામાં ભણવું હોય તો આ નિયમનું પાલન કરવું પડશે. "

શિક્ષકે જરા કડકાઇથી ને રુઆબથી છેલ્લો હુકમ સંભળાવી દીધો.

વલ્લભભાઇએ પણ પોતાના પહેરણની એક બાંય સહેજ ઊંચી ચડાવતાં ગંભીર અવાજે મક્કમતાથી જવાબ દીધો :

" માસ્તર સાહેબ, અત્યાર સુધી તમારો એ વેપાર ભલે ચાલ્યો, પણ આજથી હવે તમે એ ચીજનો વેપાર બંધ કરજો. "

" એમ કે જેવું છે તારે પણ કે તું કેમ સામો થઈ શકે છે ? "

" હા, સાહેબ કાલથી અમે બધા હડતાળ પર છીએ, જ્યાંસુધી તમે લેખી બાંયધરી ન આપો કે તમે વેપાર બંધ કર્યો છે ત્યાંસુધી..." આટલું કહીને વિદ્યાર્થીઓને કહ્યું: " ચાલો, નીકળો બધા બહાર. " વિદ્યાર્થીઓ તરત બહાર નીકળ્યા. છ દિવસ હડતાળ ચાલી. પછી શિક્ષક નમી પડયા ! ને વલ્લભભાઇનો વિજય થયો !

# વિદ્યાર્થીની વહારે

"વલ્લભભાઇ ! તમારું તોફાન બહુ વધતું જાય છે, માટે હવે શાંત રહેજો."

માસ્તરે એકવાર વલ્લભભાઇને ચેતવ્યા.

"કેમ, કોણે કહ્યું કે હું તોફાન કરું છું ?"

"અરે કોણે શું, આ તમે જે ઘરમાં રહો છો એ ડોશી પણ બૂમ પાડતાં હતાં કે બધા નવરા પડે છે ત્યારે ધીંગામસ્તી ને ધમપછાડા કરીને આખો મેડો ધ્રુજાવી મૂકે છે !"

"ઠીક, તમારી વાત ઉપર વિચાર કરીશું."

વલ્લભભાઇએ મજાકમાં કહ્યું.

માસ્તરને તો વધારે ગુસ્સો ચઢયો, એટલે તેમની પાસે બેઠેલા એક વિદ્યાર્થીને માસ્તરે લાત મારી ને ગબડાવી મૂકયો. વર્ગમાં તો હાહાકાર મચી ગયો !

વલ્લભભાઇ તરત વર્ગની બહાર આવતા રહ્યા ને આખી નિશાળનાં છોકરાંને ઘેર ચાલી જવા કહ્યું.

નિશાળ તરત ખાલી થઇ ગઇ !

લાત મારનાર માસ્તરને કહ્યું:

"હવે તમે માફી માગો કે દિલગીરી બતાવો તો પછી જ અમે ભણવા આવીશું."

"તારા જેવા તો કૈંક જોયા. ન જોયો હોય મોટો માફી મગાવનારો!" માસ્તર તડૂકયા.

"માસ્તર, આ બધું ગુમાન જવા દો ને. ગુમાન તો રાજા રાવણનુંયે નથી રહ્યું તો તમે તે શી વિસાતમાં?" વલ્લભભાઈ બોલ્યા.

વડોદરા કેળવણીખાતામાં વાત પહોંચી. ત્યાંથી અધિકારી આવ્યા. તેમણે તપાસ શરૂ કરી. વલ્લભભાઈએ તેમને વાત કરી:

"આ માસ્તરે મારા સાથીને લાત મારી છે. અહીં અમે માસ્તરની લાતો ખાવા નથી આવતા, ભણવા આવીએ છીએ. માટે માસ્તર દિલગીરી બતાવે તો જ અમે પાછા નિશાળમાં ભણીએ."

માસ્તરે દિલગીરી બતાવી ને ત્રીજે દિવસે નિશાળ પાછી શરૂ થઈ!

# નિર્ભયતાનો પાઠ

"આજે કયો વાર થયો ?"

"કેમ ભૂલી ગયા ? આજે તો શનિવાર."

"ઓહો, ત્યારે તો કાલે શાળામાં રજા છે."

"હા, કેમ ?"

"આપણે એમ કરીએ તો ?"

"શું કરવું છે ?"

વલ્લભભાઇ અને તેમના મિત્રો વાતો કરે છે. અંધારી રાતે બારીની બહાર ટમટમી રહેલા તારાઓની સામે જોઇને વલ્લભભાઇ પૂછે છે :

"કેટલા વાગ્યા હશે ?"

"લગભગ આઠનો શુમાર થયો હશે."

"ઠીક, ત્યારે ચાલો, ઊઠો."

"ક્યાં જવું છે ?"

વલ્લભભાઇ ઊભા થઇને કહે છે :

"અત્યારે જ કરમસદ જઈએ."

"પણ અહીંથી પાંચ ગાઉનો પંથ શી રીતે અંધારામાં કપાશે?"

"અરે બધુંય થશે, ચાલો તો ખરા."

વલ્લભભાઈનું કહેણ ઉથાપાય જ કેમ? બધાય ઘરની બહાર નીકળ્યા. ત્યારે ઘરવાળાં ડોશીએ પૂછ્યું:

"છોકરાઓ, આટલી રાતે ક્યાં જવા નીકળ્યા છો?"

"માજી, અમે કરમસદ જઈએ છીએ ને સોમવારે પાછા ફરીશું"

એટલો જવાબ દઈને વલ્લભભાઈ સૌની આગળ અંધારામાં ઝાંખું અજવાળું પાથરતા તારાના તેજમાં રસ્તો શોધતા ઝડપથી ચાલે છે.

ઘોર અંધારું ને તેમાં તમરાં ને બીજાં જીવડાંના અવાજ આવે. દૂરદૂર ક્યાંકથી શિયાળના રડવાનો અવાજ કાને પડે છે. એવી બિહામણી રાતમાં કરમસદથી થોડે દૂર રહેલો પેટલાદનો વડ દેખાય છે.

ત્યાં પહોંચતાં જ એક બે જણાને વધારે ભય

લાગે છે ને કહે છે: “ વલ્લભભાઈ! પેલા વડ નીચે કંઈક દેખાય છે ? ”

“ ના. શું છે ? ચાલો ખાત્રી કરીએ. ”

ઝાડના ઝુંડમાંથી એક વડવાગોળ ફફડતું ઊડયું! બધા ધ્રૂજી ગયા ! વલ્લભભાઇ તો છેક વડના થડ પાસે જઇને થોડીવાર બેઠા ને સહુને સાથે બેસાડીને કહે છે :

“ ડરો છો શેના ? ડરશો તો જીવશો શી રીતે ?”

## આંક લખવાની સજા !

"અરે, વલ્લભભાઈ, તમે છેક સાતમી અંગ્રેજીમાં આવીને પછી સંસ્કૃત છોડીને પાછું ગુજરાતી લીધું ? આ શું કહેવાય !"

વડોદરામાં વલ્લભભાઇ ભણતા હતા ત્યારે તેમના કોઈ સાથે ભણનારે પૂછ્યું. વાત સાચી હતી. સંસ્કૃતનાં રૂપો ગોખવાની માથાકૂટ એમને ગમતી ન હતી. તેથી તેમણે કહ્યું:

"હા, મને હવે ગુજરાતી ભણવાનું મન થયું છે."

બીજે દિવસે ગુજરાતીના વર્ગમાં જઇને બેઠા. છોટાલાલ માસ્તર ગુજરાતી શીખવતા. તેમણે નવા વિદ્યાર્થીને જોઇને કહ્યું :

"આવો, મહાપુરુષ ! ક્યાંથી આવ્યા ?"

વલ્લભભાઇને જરા રોષ ચઢ્યો; એટલે મૂગા જ બેસી રહ્યા. ત્યારે માસ્તરે ફરી કહ્યું :

"સંસ્કૃત છોડીને ગુજરાતી શીખવા આવો છો, પણ સંસ્કૃત વગર ગુજરાતી ન શિખાય એ જાણો છો કે?"

પછી વલ્લભભાઈથી બોલ્યા વગર ન રહેવાયું, તેથી બોલી ઊઠયા.

"પણ, માસ્તર સાહેબ, અમે બધા જ જો તમારી સલાહ મુજબ સંસ્કૃત શીખવા જઈએ તો પછી તમે ભણાવશો કોને?"

માસ્તર ખિજાયા ને ઠંડા ગુસ્સાથી ફરમાન કર્યું: "જાઓ, મહાપુરુષ, છેલ્લી પાટલી ઉપર ઉભા રહો."

વલ્લભભાઇ વટભેર પાટલી પર જઈને ઊભા.

માસ્તર વધુ ખિજાયા ને બોલ્યા:

"મહાપુરુષ, જાઓ, એક એકાથી દશ એકા સુધીના પાડા લખી લાવજો."

એક...બે...ત્રણ...એમ દિવસો પસાર થાય, પણ વલ્લભભાઈ પાડા શેના લખી લાવે!

રોજ સજા વધતી ગઈ. એમ કરતાં બસો પાડા આંક લખી લાવવા સુધી સજા પહોંચી.

છેવટે તેમને એકવાર જરા ગુસ્સો ચઢયો, તેથી મજાકમાં કહ્યું :

"સાહેબ, બસો પાડા લાવ્યો હતો, પણ એમાં બે મારકણા નીકળ્યા, તેથી બધા જ પાડા નિશાળના દરવાજા પાસેથી નાસી ગયા!"

વર્ગમાં હસાહસ થઈ રહી.

માસ્તરનો મીજાજ ગયો ને તેમણે પૂછયું :

"હવે પાડા લખી લાવવા છે કે નહિ?"

"હા, સાહેબ, લખી લાવ્યો છું; આ રહ્યા." એમ કહીને કાગળ બતાવ્યો. તેમાં લખેલું હતું :

"બસો પાડા."

વલ્લભભાઇને હેડ માસ્તર પાસે લઈ ગયા. પૂછપરછના જવાબમાં તેમણે કહ્યું :

"સાતમી અંગ્રેજી ભણું છું ને મને આંક લખવાની સજા કરવામાં આવે છે. આવી તે સજા હોતી હશે? આંક લખતો જોઇને તો કોઈ મને મૂરખ જ કહેને?

છેવટે વલ્લભભાઈની સજા રદ થઈ.

## શાળા છોડવી પડી !

"તમને તો માસ્તરે બાંકડા ઉપર ઊભા રહેવાની સજા કરેલી ને શું ?"

કોઇએ વલ્લભભાઇને ટકોર કરી. તેમણે ઉત્તર દીધો :

"ભણવું હોય તો થોડી સજા ખાવી પડે ને સાહસ પણ કરવું પડે."

"ને સાહસ કરતાં કરતાં કોઈ માસ્તર તમને માર મારે તો ?"

"કોઈ પણ શિક્ષક મને માર મારતાં પહેલાં વિચાર કરે ખરો એમ મને લાગે છે."

કંઇક ગર્વસહિત વલ્લભભાઇએ જવાબ દીધો.

પછી વલ્લભભાઇ નિશાળમાં ગયા. શાળાના શિક્ષકે કંઈક ટોકયા. તે છતાં પોતે કરતા હતા તે જ કરવા લાગ્યા.

શિક્ષકનો મિજાજ ગયો ને બોલી ઊઠયા :

"વલ્લભભાઈ, જો તમારે આ જ રીતે વર્ગમાં

તોફાન કરવાનું ચાલુ રાખવું હોય તો અહીં નહિ ભણાય.

"એટલે તમે શું કહેવા માગો છો? "વર્ગના વિદ્યાર્થીઓ વલ્લભભાઇની આવી નીડરતા જોઇને આશ્ચર્ય પામ્યા. સહુને થયું કે આજે તો એમને શિક્ષક માર મારશે જ.

પણ, વલ્લભભાઇએ જે મક્કમતા ને કડકાઇથી શિક્ષકને સામો સવાલ પૂછયો તેની અસર શિક્ષક ઉપર થઈ, છતાં શિક્ષકે કંઇક બનાવટી રુઆબથી કહ્યું:

"વલ્લભભાઇ, તમારે આવું તોફાન જ કરવું હોય તો બહેતર છે કે બીજી નિશાળમાં ભણો. અહીં તમારાથી ભણાશે નહિ. માટે તમને આ શાળામાંથી કાઢી મૂકવામાં આવે છે."

પેલા છોટાલાલ માસ્તર સાથેના ઝગડા પછી બે માસમાં જ વલ્લભભાઈ શાંતિથી એ શાળા છોડી ગયા.

પછી નડિયાદની શાળામાં બેઠા ત્યાં મૅટ્રિકની પરીક્ષા આપી.

૧૫૫૫/૬

# શેખચલ્લીના વિચારો

" કેમ વલ્લભભાઇ, મેટ્રિકની પરીક્ષા આપી છે ને ?"

" હા, આપી છે, કેમ ?"

પાસ થવાશે કે નાપાસ ?

" પાસ જ; વળી નાપાસ શેના થઇએ !" કંઇક ગર્વથી વલ્લભભાઇએ જવાબ દીધો.

" મેટ્રિક પાસ થઇને શું કરવાનો વિચાર છે ?"

" મારો વિચાર તો વિલાયત જઇને બેરિસ્ટર થવાનો છે; પણ પૈસાની વ્યવસ્થા કેમ કરવી એ સવાલ મૂંઝવે છે."

" હા, એ સવાલ મોટો તો ખરો, પણ કેટલા રૂપિયાની જરૂર પડે ?"

" દશથી પંદર હજાર રૂપિયા જોઇએ."

" તો પછી એમ કરીએ તો ?"

" શું ?" વલ્લભભાઇએ ઉત્સુકતાથી પૂછયું.

"જુઓ, એક અખતરો કરો."

"કેવો અખતરો કરીશું ?"

"આ ઇડર રાજ છે ને ?"

"હા"

"એ કહે છે કે આવાં કામમાં મદદ કરે છે ને વ્યાજે રૂપિયા આપે છે ત્યાં જઇશું ?"

"હા, ચાલો ત્યાં જઇએ એમાં શું ?"

વલ્લભભાઈ અને તેના મિત્ર ઇડર ગયા. ત્યાં ગામમાં ફર્યા. આમતેમ પૂછપરછ કરી અને શેખચલ્લીના વિચારો કરતા કરતા પાછા આવ્યા.

પછી વલ્લભભાઇને થયું કે પહેલાં મૅટ્રિકનું પરિણામ તો આવી જાય પછી વળી આગળનો વિચાર કરીશું.

## વકીલ બન્યા

વલ્લભભાઈ અંગ્રેજી સાતમી ચોપડીમાં પાસ થયા !

ઘણાએ આ સમાચાર સાંભળ્યા પછી તેઓને નવાઈ લાગી; લોકો વાત કરે:

"ખરેખર વલ્લભભાઈ પાસ થયા ?"

"હા, કેમ ?"

"અરે હોય નહીં."

"જુઓને, વલ્લભભાઈ તોફાની તો ખરા પણ ભણવામાંયે એટલા જ મહેનતુ છે. તેથી પાસ થાય જ ને ?"

"એ ખરું. પણ એમણે તોફાન કરીને તો સહુને તોબા તોબા પોકારાવી દીધી."

"હા, છતાં જુઓને છેવટે તેમના કેટલાક સાથે રહીને ભણનારા જ નાપાસ થયા, ને એ તો પાસ થઈ ગયા !"

"એ જ બતાવે છે કે વલ્લભભાઈ ભણવામાં બેધ્યાન કદી ન રહેતા!"

"ચાલો, સારું થયું. પણ વલ્લભભાઈએ પેટલાદ, નડિયાદ, વડોદરા એમ ઘણી નિશાળો બદલી. તોપણ છેવટે ભણતર પૂરું કર્યું. એ નવાઈ કહેવાય, નહીં?"

એ જમાનામાં અંગ્રેજી સાત ધોરણ ભણે ત્યારે સામાન્ય રીતે ભણતર પૂરું થતું!

કોઈએ વલ્લભભાઈને પૂછ્યું:

"કેમ, હવે શો વિચાર કર્યો?"

"આગળ ભણવું છે, પણ કૉલેજમાં ચાર–પાંચ વરસ બગડે તેનું શું?"

"ત્યારે શું કરશો?"

"મારો વિચાર તો ડિસ્ટ્રીક્ટ પ્લીડર–સનદી વકીલની પરીક્ષા આપવાનો છે."

વલ્લભભાઈએ એ પરીક્ષા પાસ કરીને વકીલ બન્યા.

પણ હવે વકીલાત ક્યાં શરૂ કરીશું? એનો વિચાર કરવા લાગ્યા.

## ધર્મ પ્રત્યેની દૃષ્ટિ

વલ્લભભાઈનાં માતા તથા પિતા બહુ જ ધાર્મિક હતાં.

એક વખત પિતાજીએ કહ્યું:

"જો, હું વડતાલ સ્વામીનારાયણના મંદિરે જાઉં છું, તારી ત્યાં આવવાની ઇચ્છા છે ?"

"હા ચાલોને, હું પણ મંદિરે આવું છું."

"સ્વામીનારાયણના સંપ્રદાયે ગરીબ લોકોમાં કેટલી બધી ધર્મભાવના ફેલાવી દીધી છે……"

ઝવેરભાઈ વાત કરતા જાય છે.

"હા, કેટલાક સાધુ–પુરુષનાં પવિત્ર જીવનની અસર લોકો ઉપર સારી પડી છે ને લોકોનાં જીવન પણ સુધર્યાં છે."

વલ્લભભાઈ આવા વિચાર કરતાં કરતાં કેટલીયે વાર વડતાલ જતા ને નિરાહારી એકાદશી પણ રાખતા.

થોડો વખત એમ પસાર થયો ત્યાં એક વખત ઝવેરભાઈએ વલ્લભભાઈને કહ્યું:

"આ પેલા શાસ્ત્રીએ તો વડતાલથી જુદા પડીને બોચાસણમાં મંદિર બાંધ્યું છે. ને હવે હું પણ એ મંદિરે જ જાઉં છું, પણ બન્ને પક્ષ વચ્ચે ઝઘડો પડયો છે. તેનો ઉકેલ કરવામાં મદદ કરીશું?"

"જવા દો ને, એ ઝઘડામાં આપણે કયાં પડીશું." વલ્લભભાઈ બોલ્યા.

"સાધુઓનું તો આપણે કામ કરી આપવું જોઇએ ને?"

"પણ જે સાધુઓ પોતાના ઝઘડા પતાવી લેવા જેટલું ડહાપણ ધરાવતા નથી ને પોતાનું રક્ષણ કરવાની જેમનામાં શક્તિ નથી તેથી કોર્ટનું રક્ષણ સ્વીકારે છે, એવા સાધુ આપણા ધર્મની શી રીતે રક્ષા કરવાના છે!"

વલ્લભભાઈની આ વાત પિતાજીને ગમી ને તેમણે એ ઝઘડામાં ન પડવાનું નક્કી કર્યું.

## ગોધરામાં વકીલાત

"હવે તો તમે વકીલ થયા તે વકીલાત ક્યાં શરૂ કરશો ?"

વલ્લભભાઈને પૂછવામાં આવ્યું.

"જોઇએ વિચાર કરીશું."

"બોરસદમાં તમારા મોટાભાઈ વિઠ્ઠલભાઈ વકીલાત કરે છે. તો તમે પણ તેમની સાથે જોડાઈ જાઓ. એટલે બેય ભાઇને ઠીક ફાવશે."

"એવો તો વિચાર નથી થતો."

"ત્યારે પછી આ નડિયાદના મોટા મોટા વકીલો તમને બોલાવે છે. તેમની સાથે જોડાઇને વકીલાત શરૂ કરો."

"મારે તો કોઇનીયે સાથે રહીને વકીલાત નથી કરવી."

વલ્લભભાઇએ પોતાના સ્વતંત્ર મિજાજનો પરિચય આપતાં કહ્યુ.

"ત્યારે શું કરશો ?"

"કોઈ નવું જ સ્થાન શોધી કાઢીશ."

વલ્લભભાઈએ પોતાની વકીલાતની શરૂઆત ગોધરામાં કરી ત્યારે કોઈએ તેમને પૂછ્યું:

"દિવાની કેસ ચલાવશો; કે ફોજદારી?"

"થોડા સમયમાં વધારે કમાઈ લેવાય એવા તો ફોજદારી કેસ હોય છે એટલે એ જ ચલાવીશ."

"બહુ કમાણી કરવાની ઇચ્છા જણાય છે ને શું?"

"હા, મારે વહેલી તકે બૅરિસ્ટરની પરીક્ષા આપવા વિલાયત જવું છે તેથી એ માટેની તૈયારી કરવાની દૃષ્ટિએ જ આ રીતે વકીલાત શરૂ કરવી છે."

ગોધરાની કોરટમાં વલ્લભભાઈ વકીલ તરીકે ઊભા હોય ને સામાના સાક્ષીની ઉલટ તપાસ લેતા હોય ત્યારે કેટલીકવાર સારા સારા વકીલો ને બીજા ઘણા માણસો સાંભળવાઆવતા. કારણકેવલ્લભભાઇનું વ્યવહારજ્ઞાન ઊંડું હતું. માનવ સ્વભાવની પરીક્ષા કરતાં તેમને આવડતી હતી. તેથી તેઓ કેટલાક સચોટ પ્રશ્નો પૂછતા ત્યારે કોરટમાં તેમની 'વાહ વાહ' બોલાતી!

## પ્લેગમાં સપડાયા!

વલ્લભભાઈનાં લગ્ન ગાના ગામે થયાં. તેમનાં પત્નીનું નામ ઝવેરબા. તેઓ સહકુટુંબ ગોધરા વકીલાત કરવા ગયા.

વકીલાત કરતા હતા, ત્યારે એકવાર ગોધરામાં સખત પ્લેગ ફાટી નીકળ્યો. તેઓ તરત તપાસ કરવા નીકળ્યા.

" અરે, નાઝર ક્યાં ચાલ્યા ? "

" આ જરા દવા લેવા. "

" કોની ? "

" મારા દીકરાને પ્લેગની ગાંઠ નીકળી છે. "

" ક્યાં છે ? "

" મારે ઘેર જ પડયો છે. "

વલ્લભભાઇ તો કોર્ટના નાઝરને ઘેર ગયા. તેના દીકરાની દિવસ રાત ચાકરી કરી. પણ તેને પ્લેગનો હુમલો બહુ આકરો થયો હતો, તેથી એ બચી ન શકયો. એને સ્મશાનમાં મૂકીને વલ્લભભાઇ પાછા ઘેર

આવ્યા, ત્યાં તો વલ્લભભાઈને જ પ્લેગની ગાંઠ નીકળી ! બધાં તો ગભરાઈ ગયાં. પણ વલ્લભભાઈ કાંઇ ગભરાય તેવા ન હતા.

એમણે પોતે હિંમત રાખી અને સહુ ચિંતા કરનારને પણ નિશ્ચિત કર્યા. છેવટે તેમણે નડિયાદ જવાનો વિચાર કર્યો. વલ્લભભાઇ ને ઝવેરબા રેલગાડીમાં બેઠાં. પ્લેગની ગાંઠ બહુ પીડા કરતી હતી.

આણંદ સ્ટેશન આવ્યું. એટલે તેમણે ઝવેરબાને કહ્યું: " જાઓ કરમસદ. "

" પણ તમે ? "

" હું નડિયાદ જાઉં છું. ત્યાં રહીને સાજો થઇશ. કોઇ મારી ચિંતા ન કરશો. "

ઝવેરબા વધુ કાંઇ ન બોલ્યાં. પણ પ્લેગમાં સપડાએલા પતિને આમ એકલા છોડી જવાની કાંઇ પત્નીની હિંમત ચાલે !

છતાં વલ્લભભાઇ એકલા જ નડિયાદ ગયા ને ત્યાં તેમને પ્લેગ મટી ગયો.

## ઝવેરબાનું અવસાન

ઝવેરબા એકવાર માંદાં પડયાં. તેમની દવા શરૂ કરી. વલ્લભભાઇ વકીલાતમાં પડેલા. તો પણ દવા માટે બહુ કાળજી રાખે.

" દાક્તર, તમને શું લાગે છે ? "

" કેસ જરા વિચારવા જેવો તો છે. "

" ઘણો વખત થયો. ખરું ને ? "

" હા, અને હજુ કાંઇ જ ફેર નથી પડતો. "

" હવે શું કરવા જેવું લાગે છે ? "

દાક્તર આ પ્રશ્નના ઉત્તરમાં થોડીવાર વિચાર કરતા ઊભા રહ્યા પછી બોલ્યા:

" એમ કરીશું ? "

" શું કહો ? "

" આપણે આ કેસની પૂરી તપાસ ફરીથી મુંબઇમાં કરાવીએ. "

" મને તમારું સૂચન મંજૂર છે " એમ કહીને ઝવેરબાને મુંબઈ લઈ ગયા ને ત્યાં દવા શરૂ કરી. પછી

તેઓ પાછા આવતા રહ્યા. ત્યાં તેમને એક દિવસ ખબર મળી કે ઓપરેશન કરાવવાની જરૂર છે. તેની પણ વલ્લભભાઇએ મંજૂરી આપી.

વલ્લભભાઈ વકીલાત કરતા હતા, પણ તેમનું મન મુંબઇમાં હતું!

એક વખત તેઓ જ્યારે કોર્ટમાં કેસ ચલાવી રહ્યા હતા ત્યારે ચાલુ કોર્ટે તેમના હાથમાં એક તાર રજૂ કરવામાં આવ્યો. તેમાં લખેલું હતુંઃ

" ઝવેરબાનું અવસાન થયું છે."

વલ્લભભાઇએ ભારે હૈયે તાર વાંચ્યો. પણ કોર્ટનું કામકાજ તો ચાલુ જ રાખ્યું! કોર્ટ પૂરી થયા પછી જ બધાને ખબર પડી કે તેમનાં પત્ની ગુજરી ગયં તેનો એ તાર હતો. ૧૯૦૮માં ઝવેરબા ગુજરી ગયાં. ત્યારથી વલ્લભભાઇ એકલા જ જીવન વ્યતીત કરી રહેલા છે. ને તેમનાં પુત્ર ડાહ્યાભાઈ અને પુત્રી મણીબેન તેમની સેવા કરી રહેલાં છે.

## બેરિસ્ટર થયા

વકીલાત કરતાં વલ્લભભાઈ પાસે વિલાયત જવાના ખર્ચ જેટલી વ્યવસ્થા થઇ, એટલે તેમણે સ્ટીમર કંપની સાથે ગોઠવણ કરવા માંડી.

એક દિવસ કાગળ આવ્યો કે "તમે ઈંગ્લાંડ જઈ શકો છો. માટે ક્યારે આવો છો તે જણાવો."

આ પત્ર વલ્લભભાઈના મોટા ભાઈ વિઠ્ઠલભાઈના હાથમાં આવ્યો. એટલે તેમણે કહ્યું: પહેલાં મને બેરિસ્ટર થઇને પાછા આવવા દો. પછી તમે જજો. તે પછી, ત્રણ વર્ષે લગભગ સન ૧૯૧૨ માં વલ્લભભાઈ બેરીસ્ટરનું ભણવા ગયા.

વલ્લભભાઇએ વિલાયતમાં જ્યાં ઘર રાખ્યું ત્યાંથી તેમને વાંચવા જવાનું સ્થાન—મીડલ ટેમ્પલ ૧૧ માઇલ થાય. તે રોજ સવારમાં ૧૧ માઈલ પગે ચાલીને જાય ને પુસ્તકાલયમાં બેસીને વાંચે.

બપોરે ત્યાંના પટાવાળાને બોલાવે ને દૂધ ને પાઉં મંગાવીને ખાઈ લે.

પછી છેક સાંજ પડી જાય ને બધા જ ઘેર જતા રહે ત્યારે પણ વલ્લભભાઈ તો ધ્યાનમગ્ન થઈને વાંચ્યા જ કરતા હોય!

છેવટે પુસ્તકાલયનો પટાવાળો આવીને કહે:

"સાહેબ, બધા જતા રહ્યા હવે ઊઠો!"

વાચનમાં પરોવાએલા વલ્લભભાઈ પછી ઊઠે ને ઘેર જાય.

આ રીતે તેઓ સત્તર સત્તર કલાક વાંચે. પરીક્ષા આપી તેમાં પ્રથમ વર્ગમાં પાસ થયા. તેથી તેમને પં૦ પૌંડની શિષ્યવૃત્તિ મળી ને ચાર ટર્મની માફી મળી. એટલું જ નહીં એક જણે તો ત્યાંના ચીફ જસ્ટીસ સ્કૉટ ઉપર પત્ર લખ્યો કે આવા શક્તિશાળી માણસને ન્યાયખાતામાં સારી જગાએ નીમવા જોઈએ.

## દાક્તરો નવાઈ પામ્યા !

" વલ્લભભાઇ, આ પગે શું થયું છે ? "

વિલાયતમાં ભણુતા હતા ત્યારે કોઇએ તેમને પૂછ્યું.

" આ...જરા વાળા નીકળ્યા છે. "

" તેનો કાંઈ ઇલાજ કરો છો ? "

" હા, સામાન્ય દવા ચાલુ જ છે. "

" કોઇ દાક્તરને દર્દ બતાવ્યું ? "

" હા, થોડા અંગ્રેજ દાક્તરોને તો મળ્યો. પણુ તેઓ તો આખો પગ કાપી નાંખવાની વાત કરે છે. "

" તો પછી આપણે એક સારા જર્મન દાક્તર પાસે જઇશું ? " મિત્રે પૂછ્યું.

વલ્લભભાઇએ કંઇક ઉદાસીનતાથી કહ્યું:

" હા, મને કાંઇ હરકત નથી, જઇએ. "

વલ્લભભાઇ જર્મન દાક્તરને ત્યાં પહોંચ્યા. દાક્તરે વાળા નીકળેલા જોયા ને આશ્ચર્યમાં પડી ગયા.

" તમને દર્દ નથી થતું ? "

" થાય છે તો ખરું. પણ મટી જશે એવી ધીરજ પણ મનમાં છે."

દાક્તરે થોડીવાર વાળા તપાસ્યા ને પછી કહ્યું:

" આપણે વાળાનું ઓપરેશન કરીને તેને કાઢી નાંખીશું ?"

" હા, મને એમાં હરકત નથી."

" દાક્તરે ઓપરેશનની તૈયારી કરી. વલ્લભભાઇને ક્લોરોફોર્મની શીશી સુંઘાડવાની હતી તે લાવ્યા.

" પણ મારે શીશી નથી સુંઘવી."

" અરે, શું બોલો છો ? શીશી સુંઘ્યા વગર ઓપરેશન કરાવશો તો બહુ દર્દ થશે. તમારાથી વેઠાશે ?"

" હા, મારાથી એટલું તો જરૂર વેઠાશે."

ને સાચે જ વલ્લભભાઇએ શીશી સુંઘ્યા વગર ઓપરેશન કરાવ્યું. તેથી વિલાયતના ઘણા દાક્તર તો છક થઇ ગયા !

પછી, બૅરિસ્ટરની પરીક્ષામાં પાસ થયાનું જાણ્યું તેને બીજે જ દિવસે તેઓ હિંદુસ્તાન આવવા ઊપડયા !

## ચાલીસા વાણિયા !

“ વલ્લભભાઇ સાહેબ, હવે તો તમે બારિસ્ટર છો. તેથી અમારા વકીલ થાવ ને અમને જીતાડો તો આબરૂ રહે તેમ છે. ”

“ શું છે ? ” વલ્લભભાઇએ એક નવા અસીલને ટૂંકો સવાલ પૂછયો.

“ વાત તો નજીવી જ છે. જુઓ. ” એમ કહીને કેસની બધી વિગતોનું વર્ણન કર્યું.

“ ઠીક, વકીલાતનામા પર સહી કરજો. ” અસીલે સહી કરી.

કોર્ટમાં કેસ શરૂ થયો. છેવટે સામાપક્ષને એવું સાબીત કરવાની કોશીષ કરવી પડી કે પોતે ઊંચી જાતના વાણિયા છે ને તેથી પ્રતિષ્ઠિત છે. એટલે એ પક્ષના વકીલે જડજને એમ સમજાવ્યું કે :

“ વાણિયામાં પાંચા, દશા ને વીસા એવા ત્રણ પ્રકાર હોય છે ને તેમાં અમે વીસા વાણિયા છીએ.

બીજે દિવસે કોર્ટમાં જતા પહેલાં વલ્લભભાઈએ શીખવી રાખેલું એ પ્રમાણે પોતાના અસીલને જડજ સામે ઊભો રાખીને પૂછ્યું:

"તમે કેવા વાણિયા છો?"

"અમે ચાલીસા વાણિયા છીએ!"

વલ્લભભાઈએ જડજને કહ્યું:

"સાહેબ, મારા અસીલ ચાલીસા વાણિયા છે. ને તેથી મારા વિરોધી કરતાં વધારે પ્રતિષ્ઠિત છે."

જડજને આ દલીલ માન્ય કરવી પડી. કારણ કે વિરોધ પક્ષ પાસે હવે જવાબ જ નહોતો રહ્યો!

## ઉંઘણુશી ન્યાયાધીશ

એક ન્યાયાધીશને ઊંઘવાની બહુ ટેવ કોર્ટમાં પણ કેસ ચલાવતાં ચલાવતાં ઝોકાં ખાય ને કોઈવાર તો ઊંધી પણ જાય !

એટલે થયું એમ કે એ ઉંઘણુશી ન્યાયાધીશના શીરસ્તેદારનું ચલણ વધી ગયું શીરસ્તેદાર જ કેટલાક કેસો ચલાવે. એવું પણ બનવા લાગ્યું.

વલ્લભભાઈથી આ કેમ સહન થાય ? તેમને એ ન્યાયાધીશ પાસે કેસ ચલાવવાનો આવ્યો.

કેસનો વખત થયો. એટલે વલ્લભભાઈ પોતાના કેસનાં કાગળિયાં લઈને હાજર થયા ઊંઘણુશી ન્યાયાધીશ ખુરશીમાં આવીને બેઠા તો ખરા પણ વલ્લભભાઈ હજુ બેત્રણ મિનિટ બોલ્યા હશે ત્યાં તો એ ઊંઘી ગયા !

એટલે વલ્લભભાઈએ તરત જ પોતાના કાગળો પાછા બાંધી લીધા ને કોર્ટમાંથી બહાર નીકળી ગયા.

બીજે દિવસે કોર્ટમાં જતા પહેલાં વલ્લભભાઈએ શીખવી રાખેલું એ પ્રમાણે પોતાના અસીલને જડજ સામે ઊભો રાખીને પૂછ્યું:

"તમે કેવા વાણિયા છો?"

"અમે ચાલીસા વાણિયા છીએ!"

વલ્લભભાઈએ જડજને કહ્યું:

"સાહેબ, મારા અસીલ ચાલીસા વાણિયા છે. ને તેથી મારા વિરોધી કરતાં વધારે પ્રતિષ્ઠિત છે."

જડજને આ દલીલ માન્ય કરવી પડી. કારણ કે વિરોધ પક્ષ પાસે હવે જવાબ જ નહોતો રહ્યો!

## ઉંઘણશી ન્યાયાધીશ

એક ન્યાયાધીશને ઊંઘવાની બહુ ટેવ. કોર્ટમાં પણ કેસ ચલાવતાં ચલાવતાં ઝોકાં ખાય ને કોઈવાર તો ઊંઘી પણ જાય!

એટલે થયું એમ કે એ ઉંઘણશી ન્યાયાધીશના શીરસ્તેદારનું ચલણ વધી ગયું. શીરસ્તેદાર જ કેટલાક કેસો ચલાવે. એવું પણ બનવા લાગ્યું.

વલ્લભભાઈથી આ કેમ સહન થાય? તેમને એ ન્યાયાધીશ પાસે કેસ ચલાવવાનો આવ્યો.

કેસનો વખત થયો. એટલે વલ્લભભાઈ પોતાના કેસનાં કાગળિયાં લઈને હાજર થયા. ઊંઘણશી ન્યાયાધીશ ખુરશીમાં આવીને બેઠા તો ખરા. પણ વલ્લભભાઇ હજુ બેત્રણ મિનિટ બોલ્યા હશે ત્યાં તો એ ઊંઘી ગયા!

એટલે વલ્લભભાઈએ તરત જ પોતાના કાગળો પાછા બાંધી લીધા ને કોર્ટમાંથી બહાર નીકળી ગયા.

થોડીવાર શીરસ્તેદાર આ જોઈ જ રહ્યો. પછી તેણે વલ્લભભાઇને બોલાવવા પટાવાળો મોકલ્યો. ત્યારે પટાવાળાને વલ્લભભાઇએ પૂછ્યું:

"કોણ બોલાવે છે?"

"શીરસ્તેદાર બોલાવે છે."

"શીરસ્તેદારને કહો કે ન્યાયાધીશ બોલાવશે ત્યારે આવીશ."

પટાવાળો તરત પાછો ફર્યો ને વિગત કહી. શીરસ્તેદારે ન્યાયાધીશને જગાડ્યા ને વલ્લભભાઇ ચાલુ કેસે કોર્ટ છોડી ગયાની વાત કરી.

ન્યાયાધીશે પટાવાળાને મોકલીને વલ્લભભાઇને બોલાવ્યા ત્યારે ન્યાયાધીશે પૂછ્યું:

"ચાલુ કેસે તમે કેમ જતા રહ્યા?"

"સાહેબ, તમે તો ઊંઘો છો. હું તમારી પાસે કેસ ચલાવવા આવું છું, શીરસ્તેદાર પાસે નહીં."

તે દિવસથી એ ન્યાયાધીશ કોર્ટમાં ઊંઘવાનું ભૂલી ગયા!

## એક ઉલટ તપાસ

એક વખત બનાવટી સહી કરવાના ઘણા કેસો થયા. ત્યારે એક ગરીબ માણસને એક વાણિયાએ છેતર્યાનો કિસ્સો બન્યો.

એ ગરીબ માણસ વલ્લભભાઈ પાસે ગયો. ને બોલ્યો:

"સાહેબ, મને સાવ લૂંટી લીધો છે. તમે મારો કેસ ચલાવો તો જ મારી ગયેલી મિલ્કત પાછી મળે એમ છે."

વલ્લભભાઇએ તેનો કેસ શાંતિથી સાંભળી લીધો. ને પોતાની સાથે કામ કરનાર નાના વકીલોને તેમણે કહ્યું:

"આનો કેસ આપણે ચલાવીશું. તેના કાગળો તૈયાર કરજો."

વલ્લભભાઈ અમદાવાદમાં વકીલાત કરતા તે વખતનો આ કિસ્સો છે. ને ત્યારે સ્વ. મહાદેવભાઈ દેસાઈ તથા શ્રી. નરહરિભાઈ પરીખ તેમની પાસે

જુનીઅર વકીલ તરીકે કામ શીખતા પેલા માણુસનો કેસ શરૂ થયો છેતરનાર વાણિયાની કોર્ટ સમક્ષ ઉલટ તપાસ શરૂ થઇ.

વલ્લભભાઇએ તેને પૂછયુ

"તમે શરાફ છો ?"

બિચારા ગામડાના વાણિયાને સૂઝ ન પડી. કારણુ કે શરાફ એ પોતાને માટે બહુ મોટી લાયકાત હતી! તેથી કઇ ન બોલ્યો. એટલે વલ્લભભાઇએ જરા જોસથી પૂછ્યું:

"હું પૂછું છું કે તમે શરાફ છો ?"

તો પણ વાણિયો ગભરાયો ને ન બોલ્યો. છેવટે વલ્લભભાઇએ જરા ભાર દઇને રોષથી પૂછ્યું:

"બોલોને, કે હું તો સત્તરપંચા પંચાણું ને પાચ મૂકયા છૂટના,લો નેવું એમ કરનારો છું.એમ બોલોને!"

વાણિયો સાચે જ ચૂપ થઈ ગયો ને કેસ હારી ગયો.

## રેસીડેન્ટને કસુંબો પાયો

દરબારશ્રી ગોપાળદાસની જાનમાં વલ્લભભાઈ કાઠિયાવાડમાં ગયા.

ઘણા મહેમાનો આવેલા. લગ્નને દિવસે ખૂબ ધામધૂમ હતી.

દરબાર-સાહેબનાં લગ્ન !

એટલે તો તેમાં નાના મોટા દરબારો ને રાજાઓને પણ નિમંત્રણ આપેલાં.

કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટને પણ નિમંત્રણ આપ્યા વગર ચાલે ? એ સાહેબ પણ આવેલા.

તેમને અને વલ્લભભાઈને બધાયથી અલગ એક સરસ ખુરશી ટેબલ પાસે બેસવાની વ્યવસ્થા કરેલી.

એ બન્ને બેઠા બેઠા બધું જોઈ રહ્યા હતા.

"મી. પટેલ, આ બધા લોકો શું પિયે છે ?"

"એ તો અમારે ત્યાંનો માન આપવાનો એક રિવાજ છે."

વલ્લભભાઇને રેસીડેન્ટે બધાને કસુંબાપાણી લેતાં જોયા તેથી પૂછેલું ને વલ્લભભાઇએ સમજણ આપી.

રેસીડેન્ટે કહ્યું:

"પણ, એ વસ્તુ શી છે?"

"તમે પીશો? જરા ચાખી તો જુઓ!"

રેસીડેન્ટ હા કે ના કહે તે પહેલાં જ કસુંબો ઘોળનારને બોલાવવા હાંક મારી:

"અલ્યા ઓ, આ સાહેબને થોડો આપજે."

સાહેબ તરફ ફરીને વલ્લભભાઇએ કહ્યું:

"એની ખરી મજા તો એ એકી સડાકે પી જવાય તેમાં રહેલી છે, માટે ઝટ પી જજો."

ને ખરેખર બધા હાથની હથેળી ભરીને પીતા હતા તેવી જ રીતે વલ્લભભાઈના કહેવા પ્રમાણે રેસીડેન્ટે કસુંબો પીધો ને મોઢું કટાણું થયા છતાં ચહેરા પર સ્મિત રાખ્યું! બધા તો એ દૃશ્ય જોઈ જ રહ્યા!

## વલ્લભભાઈએ ગાંધીજીને જોયા

"દેશની સ્વતંત્રતા મેળવવા માટે તો ત્યાગ કરવો પડે."

"હા, તે વગર કાંઈ ઓછી સ્વતંત્રતા મળે!"

"ત્યારે હવે આપણે શું કરીશું?"

"એક ઘર સાચવવા કમાય; ને બીજો દેશને ખાતર ફકીરી લે."

વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈ આમ વાતો કરે. તેનું પરિણામ એવું આવ્યું કે વિઠ્ઠલભાઈને ઘર સાચવવા રળવાનું કામ સોંપાયું. પછી એકવાર વલ્લભભાઈ કહે:

"પુણ્યનું કામ ભાઈને ભાગે આવ્યું એટલે તેમણે પોતાનો ધીકતો ધંધો છોડયો ને દેશની સેવા કરવા માંડી. અને પાપનું કામ મારે ભાગે આવ્યું એટલે વકીલાત કરીને કુટુંબ પોષવાનું કામ મારે કરવું પડયું!"

પણ શું બનવાનું હતું તેની કયાં કોઈને યે ખબર હતી?

વલ્લભભાઇ અમદાવાદમાં વકીલાત કરે. ત્યાં વકીલોની એક કલબ—ગુજરાત કલબ—છે.

ગુજરાત કલબને ઓટલે ખુરશી ટેબલ પર સામસામા બેઠેલા વકીલો પત્તાં ખેલે. તેમાંના એક વલ્લભભાઇ હતા.

એકવાર ગુજરાત કલબમાં ગાંધીજી આવ્યા. તેઓ આશ્રમજીવન વિષે વકીલો પાસે વાતો કરવા આવેલા.

ગાંધીજી પાસે થોડા વકીલો બેઠા. થોડે દૂર વલ્લભભાઇ તો પાનાં જ રમતા જાય ને એકાદ નજર ગાંધીજી ઉપર કરતા જાય. રમત રમતાં રમતાં કહે:

“ આ ગાંધી જુઓને, આ લોકો પાસે શા માટે આશ્રમજીવનની વાતો કરતા હશે? ભેંશ આગળ ભાગવત કરવા બેઠા છે!”

પણ, આવી ટીકા ને ટીખળ કરનાર વલ્લભભાઇ ગાંધીજીના થોડા પરિચયમાં આવ્યા ને તેમને સમજાઇ ગયું, કે દેશની સાચી સેવા કરનાર આ માણસ છે!

## વાતો નહિ પણ કામ

૧૯૧૬ સુધી વલ્લભભાઇને રાજકારણ વિષે બહુ કંટાળો હતો કારણ કે એ કહેતા:

"આપણા રાજકીય જીવનમાં બહુ મેલ ને પ્રજાની વતી કામ કરનારાઓમાં પણ ખૂબ પાખંડ છે."

પણ ગુજરાત કલબને ઓટલે બેઠાં બેઠાં તેમણે ગાંધીજીને જોયેલા.

ગાંધીજીએ ગુજરાત સભાનું પ્રમુખસ્થાન લીધું. ત્યારે કોઇની પાસેથી ગાંધીજી વિષે વાતો સાંભળે ને પછી ચર્ચા પણ કરે :

"શું આ ગાંધી હાથે દાળ વીણે છે ?"

"હા, એટલું જ નહીં દળે પણ છે."

"ને કહે છે પાણી પણ જાતે જ ભરે છે."

"હા, જુઓ તો ખરા! એની સ્વરાજ મેળવવાની -એ રીત છે, એમ સહુની પાસે એ વાત કરતા ફરે છે!"

વકીલો અંદર અંદર આવી મજાક ઉડાવે! પણ, ગાંધીજીએ ગુજરાત સભાના પ્રમુખ થતી વખતે કેટલીક શરત કરી. એ સાંભળી ત્યારે વલ્લભભાઇને થયું કે હવે કામ થવાનું છે. તેઓ કહેવા લાગ્યા:

" જુઓ તો ખરા. "

" શું? "

" ગાંધીજીએ હિંદુસ્તાનના સ્વરાજ માટે જે મુસદ્દો લખ્યો છે તે દશ જ લીટીનો છે પણ તેમાં હજાર લીટીનું જોર રહેલું છે! "

એ દશ લીટીના મુસદ્દા ઉપર લાખો સહી લેવાની હતી. એટલે વલ્લભભાઇને સમજાયું કે આ વાતો કરનાર નથી. પણ કામ કરનાર માણસ છે.

## કમીશનરને નોટીસ આપી !

"વલ્લભભાઇ જુઓ, અહીંની વેઠની પ્રથા વિષે મેં કમીશનરને પૂછાવેલું છે. તેનો શો જવાબ આવે છે તે મને લખજો."

ગાંધીજી ૧૯૧૭માં ચંપારણ ગયા ત્યારે વલ્લભભાઇને કામ સોંપતા ગયા. ગોધરા પરિષદમાં વેઠની પ્રથા વિરુદ્ધ ઠરાવ થયેલો. તેનો અમલ કરવાનો હતો.

ગાંધીજીએ બતાવેલું ને સોંપેલું કામ! એ તો બરોબર કરવું જ જોઇએ. એટલે વલ્લભભાઇએ સાત દિવસ પૂરા થયા પછી કમીશનરને કાગળ લખ્યો ને તેમાં જણાવ્યું:

"તમને ગાંધીજીએ વેઠની પ્રથા સંબંધી કોઇ સરકારી કાગળો કે ઠરાવો હોય તો તે જણાવવા માટે લખેલું. આજે સાત દિવસ થઇ ગયા. છતાં તમારા તરફથી કાંઇ જ ઉત્તર નથી. જો આ મારા પત્રનો ઉત્તર બીજા સાત દિવસમાં નહીં મળે તો હાઇકોર્ટે આપેલા એક ચુકાદા પ્રમાણે વેઠની પ્રથાને ગેરકાયદે-

સર ગણી લેવામાં આવશે. ને અમે પ્રજાને વેઠ ન કરવાની સલાહ આપવાની પ્રવૃત્તિ શરૂ કરીશું."

આ સાત દિવસની નોટીસ પૂરી થવાને આગલે જ દિવસે કમીશનરે વલ્લભભાઇને બોલાવ્યા ને બધી વિગત સમજાવી!

ગાંધીજીને આ વાતની ખબર પડી ત્યારે તેઓ બહુ જ રાજી થયા. ને તે પછી વલ્લભભાઇને બોલાવ્યા ને બધી વિગત સમજાવી!

આ પ્રસંગ પછી વલ્લભભાઈ ગાંધીજીની વધારે ને વધારે નજીકમાં આવવા લાગ્યા.

## સેવાની દીક્ષા લીધી !

ખેડામાં ૧૯૧૮ ની સાલમાં અનાજ ઓછું પાક્યું તો પણ સરકાર કહે:

" અમે તો મહેસૂલ લેવાના જ. "

ખેડા જિલ્લાના લોકો વિચારમાં પડી ગયા.

" આ તે કેવી વાત કહેવાય ? પાક કંઇ ઊતર્યો નથી તો પણ મહેસૂલ ભરવાનું ? "

ગાંધીજી પાસે લોકોએ વાત કરી. ગુજરાત સભા મારફત સરકાર સામે લડત ચલાવવાનો વિચાર ચાલ્યો. ત્યારે વલ્લભભાઇને ઘેર અમદાવાદમાં ખમાસાગેટની બાજૂના મકાનમાં સભાઓ થાય

વલ્લભભાઇને બહુ બોલવાની ટેવ નહીં. બધાએ ખૂબ ચર્ચાઓ કરી ને સર્વાનુમતે નક્કી કર્યું કે ખેડા જિલ્લામાં સત્યાગ્રહ કરવો. ગાંધીજીએ સભામાં પૂછ્યું:

" મારી સાથે ખેડા આવવા માટે કોણ કોણ તૈયાર થાય છે ? "

ઘડીવાર તો કોઇ ન બોલ્યું. પછી વલ્લભભાઈએ કહ્યું:

"હું તમારી સાથે જ છું."

ગાંધીજી રાજી થયા. વલ્લભભાઇને સાથે લઈને ખેડા જવા ઊપડ્યા.

એ વખતે વલ્લભભાઇનો પહેરવેશ કેવો હતો ખબર છે?

માથે કાળી ટોપી, ચાઈનાસીલ્કનો હાફકોટ ને કોલર ને ધોતી!"

ખેડામાં સત્યાગ્રહ થયો ને છેવટે લોકોની જીત થઈ. એ સમયે વલ્લભભાઇએ ગાંધીજીની સાથે દેશની સેવામાં ઝંપલાવ્યું તે પછી હૃદયથી ગાંધીજીના ઉપાસક બન્યા. તે દિવસથી જનસેવાની દીક્ષા લીધી.

## કાળો કાયદો

"કોઇ પણ માણસ ઉપર સરકારને શંકા પડશે કે એ રાજદ્રોહી છે તો તેને તરત ગીરફતાર કરવામાં આવશે."

સરકારે આવો એક કાળો કાયદો ૧૯૧૯માં બહાર પાડયો. એનું નામ રોલેટ એકટ.

એ કાળા કાયદાના વિરોધમાં ગાંધીજીએ આખા દેશમાં હડતાલ પાડવાની હાકલ કરી.

અમદાવાદમાં એ સમયે તોફાન થયું. રેલના પાટા ઊખડયા, તાર કપાયા, પોલીસચોકી બાળવામાં આવી.

વલ્લભભાઇના મકાન સામે સિપાઇઓની પલટણ ગોઠવાઇ.

લોકો પૂછવા લાગ્યા:

"આ બધી ધાંધલ શેની છે?"

"કહે છે કે વલ્લભભાઇના ઘરમાં રોજ બત્તીથી સિગ્નલ-ઇશારા કરવામાં આવે છે."

"શેના?"

"ભાઈ, એ તો સરકાર જાણે!"

વલ્લભભાઈના ઘર પાસે આ બધી ધમાલ તો હતી જ. પણ તેઓ બહાર જાય ત્યાં પણ પોલીસ તેમની પાછળ પાછળ ફરે. તેમની તપાસ રાખે. એકવાર એક ગોરા અમલદારે તેમની સામે પિસ્તોલ ધરી, તેમને ઊભા રાખ્યા ને પૂછ્યું:

"આ તમારા ઘરમાંથી બત્તીઓના સીગનલ શેના અપાય છે?"

વલ્લભભાઈએ જવાબ દીધો હશે:

"તારું રાજ ઉખેડી નાંખવાના!"

પણ, એ તોફાનોમાં ઘણાની તરફથી વલ્લભભાઈ બચાવ કરવા કોર્ટમાં ઊભા રહ્યા ને કેટલાયને સજામાંથી બચાવ્યા.

# ખાદી પહેરી

૧૯૨૧ માં સરકારની સામે અસહકાર શરૂ થયો.

"ચાલો, મારી સાથે ગોધરા કોણ કોણ આવવાનું છે?"

"ગોધરામાં શું છે?"

"ગાંધીજીના પ્રવાસનો કાર્યક્રમ છે."

"ત્યારે તો હું આવીશ."

ઘણા લોકો ગોધરા જવા ઊપડ્યા.

ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમમાંથી પણ કેટલાક આશ્રમવાસીઓ ગોધરા જવા નીકળ્યા.

ત્યાં કોઈએ પૂછ્યું:

"નરહરિભાઈ, આ તમે ખાદીનું એક પહેરણ ને ધોતિયું વધારે કેમ લીધાં છે?"

"ગોધરામાં તેનો સરસ ઉપયોગ કરવાનો છે."

"પણ, કહો તો ખરા."

"ના, હમણાં નહીં કહું."

બધા ગોધરા પહોંચ્યા. ગાંધીજીનું ભાષણ થવાનું હતું. તેથી સહુએ વહેલા સભામાં જવાની તૈયારી કરી.

ત્યાં વલ્લભભાઈ પણ નહાવા બેઠા. તેમણે સ્નાન કરીને બદલવાનાં જે પોતાનાં કપડાં મૂકેલાં તેને સ્થાને નરહરિભાઇએ ખાદીનાં પહેરણ ને ધોતિયું મૂકી દીધાં !

"પણ ટોપી ક્યાં ?" વલ્લભભાઇએ પુછ્યું.

"ટોપી તો તમને ટૂંકી પડશે તેથી નથી લાવ્યો." નરહરિભાઇએ કહ્યું. બસ, વલ્લભભાઇએ તે દિવસથી ખાદી પહેરી ને ટોપી પહેરવાની છોડી.

પોતાની કાળી ટોપી બીજી પરદેશી ટોપીઓની સાથે તે જ દિવસે તેમણે હોળી કરીને બાળી મૂકી.

અને સહુને ખાદી પહેરવાનો સંદેશો આપવા

## વિદ્યાપીઠ સ્થાપી

"અંગ્રેજી રાજનો આપણા દેશમાંથી અંત લાવવો હોય તો તેમની સાથે અસહકાર કરો."

ગાંધીજીએ ૧૯૨૧ માં પોકારી પોકારીને કહ્યું.

"પણ, અસહકાર એટલે શું? ને કેવી રીતે કરવો?" લોકો પૂછવા લાગ્યા.

"પહેલાં તો તેમની કોર્ટો છોડો, તેમનું કાપડ છોડો, તેમની નોકરી છોડો ને તેમની કેળવણી લેવાનું છોડી દો."

ગાંધીજીએ પ્રજાને આમ સમજણ પાડી. એટલે સરકાર ગભરાઇ! રખેને આ માણસ આપણું રાજ પડાવી લેશે તો! એટલે ગાંધીજીને છ વરસની જેલની સજા કરી.

પણ તરત જ ગાંધીજીનું સ્થાન વલ્લભભાઇએ લીધું. તેમણે ગાંધીજીએ બતાવેલા અસહકારના રચનાત્મક કાર્યક્રમનો અમલ શરૂ કર્યો.

કેવી રીતે, જાણો છો?

અમદાવાદમાં કૉંગ્રેસની કચેરીમાં કલાકો સુધી રેંટિયા પર સૂતરે કાંતે.

વિદ્યાર્થીઓ તેમને પૂછવા ગયા:

"અમારે સરકારી નિશાળ છોડવી છે.' તો પછી અમે કયાં ભણીએ ?"

વલ્લભભાઈ ઊઠયા. દેશમાં રખડયા. છેક બર્મા સુધી ગયા ને રૂપિયા દશ લાખ ભેગા કરી લાવ્યા. પછી પેલા વિદ્યાર્થીઓને કહ્યું:

"ચાલો, હવે તમને હું ભણાવીશ. સ્વરાજ મેળવવાની તાલીમ આપીશ."

એમ કહીને વલ્લભભાઇએ સાબરમતી નદીને કિનારે અમદાવાદમાં (ગાંધીપૂલને છેડે) ૧૯૨૦માં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી.

તેમાં કેવા કેવા વિદ્વાનો ભણાવવા રાખેલા, ખબર છે?

આચાર્ય ગિદવાણી, કાકા કાલેલકર, આચાર્ય કૃપાલાની, નાનાભાઈ ભટ્ટ એ બધાય ત્યાં આવેલા. તેઓ વિદ્યાર્થીઓને ભણાવતા !.

## નાગપુરનો ઝંડા સત્યાગ્રહ

૧૯૨૩ માં નાગપુરમાં એક ન્યાયાધીશ હતો. તેણે એવો હુકમ બહાર પાડયો કે નાગપુરના અમુક વિસ્તારમાં કોઇએ રાષ્ટ્રીય વાવટો લઇને ફરવું નહીં. જે કોઇ ફરશે તો તેને જેલની સજા થશે. લોકો વાત કરવા લાગ્યા:

" આવું અંધેર તે કાંઈ ચાલતું હશે ? "

" શું થયું ? "

" અરે, નાગપુરનો ન્યાયાધીશ કહે છે કે કૉંગ્રેસનો ઝંડો લઇને અહીં કોઇનાથી ફરી શકાશે નહીં ! "

" નાગપુરમાં એ ન્યાયાધીશનું રાજ ચાલતું હશે. "

દેશભરમાં આવી ચર્ચા ચાલી. ગાંધીજીને તો બે વરસની જેલ મળેલી. પરંતુ કૉંગ્રેસની કારોબારીએ વલ્લભભાઇને નાગપુર જઇને ઝંડા સત્યાગ્રહની દોરવણી ને વ્યવસ્થા કરવાનું સૂચન કર્યું.

વલ્લભભાઈ નાગપુર પહોંચ્યા.

હિંદુસ્તાનના બધા પ્રાન્તોમાંથી સત્યાગ્રહીઓની ટુકડીઓ મોકલવાની વ્યવસ્થા તૈયાર થઈ.

તેમાં ગુજરાતમાંથી એક ટુકડી ગઈ. તેમાં કેટલાયે જાણીતા આગેવાનો જેલમાં ગયા.

બીજા પ્રાન્તોમાંથી પણ સત્યાગ્રહીઓ આવ્યા. બધાયને સરકારે કેદની સજા કરી.

એક બે અઠવાડિયાં થયાં ત્યાં તો ગવર્નરે વલ્લભભાઇને મળવા બોલાવ્યા ને ન્યાયાધીશે કાઢેલો મનાઈ હુકમ રદ થયો. બધા સત્યાગ્રહીઓ જેલમાંથી છૂટયા.

વલ્લભભાઈ રાષ્ટ્રીય વાવટો લઇને આખા નાગપુરમાં ફર્યા, ને વિજય પ્રાપ્ત કરીને જ પાછા

## બોરસદનો સત્યાગ્રહ

"બોરસદ તાલુકામાં બહારવટિયાઓ છૂટા ફરે છે. તેમને પકડવામાં લોકો સાથ નથી આપતા. તેથી ત્યાં વધારાની પોલીસ મૂકવામાં આવશે. તેનું ખરચ રૂપિયા બે લાખ ને ચાળીસ હજાર લોકો પાસેથી વસૂલ લેવામાં આવશે."

૧૯૨૩ માં સરકારે જાહેરાત કરી.

બોરસદ તાલુકાના લોકો આવ્યા વલ્લભભાઈ પાસે. બધી વાતચીતને અંતે લોકોને તેમણે કહ્યું :

"આ તો માથાનો સોદો કરવાનો છે. સરકારની સામે લડવું એ કાંઈ બચ્ચાંના ખેલ નથી. ખુવાર થવા તૈયાર છો?"

"હા, ગમે તેવા પાયમાલ થઈશું પણ સરકારનું ખોટું આળ અમારા પર ખમવા તૈયાર નથી."

"ઠીક, ત્યારે થાઓ તૈયાર."

બોરસદ તાલુકાને ગામડે ગામડે વલ્લભભાઈ ફરી વળ્યા ને લોકોને સંગઠિત કર્યા.

લોકોએ વધારાનો કર આપવાની ના પાડી એટલે સરકારે લોકોના ઘરમાં જપ્તીઓ શરૂ કરી.

વલ્લભભાઈએ કહ્યું :

"ગભરાશો નહીં. ભલે જપ્તીઓ કરે, પણ જપ્તીનો માલ કોઈ રાખશો નહીં."

સરકારે પોતાના તરફથી એક નવો બહારવટિયો ઊભો કર્યો ત્યારે વલ્લભભાઈએ સરકારને કહી દીધું:

"સરકાર પોતે બહારવટિયા ઊભા કરે છે, તેનો દંડ કોણ કરવાનું છે? એનો દંડ તો ઇશ્વર કરશે. અત્યારે તો આ સરકારનાં વળતાં પાણી થયાં છે."

આખરે મુંબઈ સરકારના ગૃહમંત્રી બોરસદ આવ્યા ને તેમણે વધારાનો કર લેવાનું નક્કી કર્યું!

વલ્લભભાઈની બોરસદના સત્યાગ્રહમાં જીત થઈ!

## રેલ સંકટ

વરસાદ! વરસાદ! ચારે ય તરફ પાણી! પાણી!

ગુજરાતની બધી નદીઓમાં ભારે પૂર આવ્યાં. ૧૯૨૭ માં જળપ્રલય થયો!

ગામડાંઓમાંથી સમાચાર આવ્યા:

“અરે, જ્યાં જમીન હતી ત્યાં નદીનું પાણી વહે છે ને નદી હતી ત્યાં જમીન દેખાય છે.”

“અરર, માણસો તો પાર વગરનાં તણાઇ ગયાં, તેમનાં ઘરબાર પણ પાણીમાં તણાયાં, તેમનાં ઢોરઢાખરનો યે પત્તો નથી! હવે શું કરીશું?”

“આ ઇશ્વરી આફતમાંથી આપણને કોણ ઉગારશે?” એવી નિઃસહાયતાની લાગણી ફેલાઈ.

પણ ત્યાં તો વલ્લભભાઇના હૃદયમાં લાખો ગરીબોની મૂંગી વ્યથાનો સચોટ પડઘો પડયો ને તેમણે આખા ગુજરાતમાં જિલ્લે જિલ્લે થાણાં નાખ્યાં. લોકોને રાહત આપવા માંડી.

ગુજરાતને ગામડે ગામડે વલ્લભભાઇના ખાદીધારી સિપાહી પહોંચી ગયા.

"તમારે માટે અનાજ આ રહ્યું. ગભરાશો નહીં."

"તમારે માટે કાપડ પણ આવ્યું છે. માટે ચિંતા ન કરશો."

"તમારાં ઘરબાર નવાં બાંધીશું, ધીરજ રાખજો."

એવું એ ગાંધીજી ને વલ્લભભાઇના સિપાહી–સેવકોએ ગામલોકોને કહ્યું ને એ બધી ચીજો રાતો રાત પૂરી પાડી!

ગુજરાતને ગામડે ગામડે લોકોએ રાહતનો શ્વાસ લીધો. લોકોને થયું કે તેમની ખબર પૂછનાર, સંભાળ લેનાર કોઇક છે ખરા!

## સરદાર વલ્લભભાઈ

"બારડોલીની આનાવારી ખોટી છે." ૧૯૨૮ માં ખેડૂતોએ પોકાર ઉઠાવ્યો.

"અમે કહીએ છીએ કે સાચી છે," સરકારે જવાબ દીધો.

"અમે કહીએ છીએ કે ફરીથી આનાવારી કરો. નહીંતર બધા ખેડૂતો મહેસુલ નથી ભરવાના." ખેડૂતોએ હિંમતથી સામો જવાબ દીધો.

સરકારની આંખો લાલ બની. તેને થયું કે બારડોલીના આ માથાભારે ખેડૂતો એમના મનમાં સમજે છે શું? છેલ્લાં પંચાવન વર્ષથી મહેસૂલ બાબત કોઈએ અમને આ રીતે સામે સવાલ નથી પૂછ્યો તો પછી આ તે વળી કઈ ઝાડની મૂળી છે!

સરકારે હુકમ કર્યો કે અમે નક્કી કરેલું છે તે મુજબ મહેસૂલ ભરવાનું છે. પછી? બારડોલીના ખેડૂતો બીજે કયાં જાય?

એ બધા આવ્યા સરદાર વલ્લભાઈ પાસે ને કહ્યું:

" વલ્લભભાઇ સાહેબ, અમારે સરકારની સામે લડાઈ માંડવી છે. તમે અમારી આગેવાની લો."

વલ્લભભાઈએ કહ્યું :

" આગેવાની તો લઉં. પણ એકવાર તમે આખા તાલુકાના બધા લોકો નક્કી કરીને પ્રતિજ્ઞા લો કે લૂંટાઇશું, માર ખાંઇશું, જમીનો ગુમાવીશું, જેલ જઇશું, પણ સરકારને મહેસૂલ નહીં ભરીએ."

આખા બારડોલી તાલુકાના ખેડૂતોએ વલ્લભભાઇના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા લીધી. વલ્લભભાઇએ ગાંધીજીના આશીર્વાદ મેળવ્યા.

સત્યાગ્રહ થયો. ચાર માસ સુધી સરકારે ખેડૂતોને ત્યાં જપ્તીઓ કરી, જમીનો ખાલસા કરી, પણ બધા જુલમથી ખેડૂતો વધારે મક્કમ બન્યા.

આખરે વલ્લભભાઇની જીત થઇ. સરકારે ફરીથી આનાવારી ગણી. બારડોલીના સત્યાગ્રહ પછી વલ્લભભાઇ, સરદાર વલ્લભભાઇ બન્યા.

## સરદારનાં ભાષણો

બારડોલી સત્યાગ્રહ વખતે હજારો ખેડૂતોને સરદાર વલ્લભભાઈએ સમજાવ્યા ત્યારે તેઓ આમ કહેતા :

"કોઈ એમ ન બોલશો કે બિચારા બારડોલી તાલુકાના ખેડૂતો! તેમનું શું થશે? એ તો બહાદુર બનીને અને મોતનો ડર છોડીને બેઠા છે. સાચા ખેડૂત મોતથી પણ ન ડરે, ખુવારીથી પણ ન ડરે. એવા ખેડૂતો જ્યારે દેશમાં થશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે જ્યારે જગતનાં રાજ્યોમાં ખેડૂતો મુખ્ય ભાગ લઈ રહ્યા છે એ આપણે નજરે જોઈએ છીએ. તેવે વખતે હિન્દુસ્તાનમાં તેને ઇન્સાફ પણ ન મળે? ખેડૂત એવા કંગાલ હોય તેના કરતાં ન જ હોય તો શો વાંધો? ખેડૂત અને તેના મદદનીશ મજૂર એ બે જગતની મહાનશક્તિ છે. એ શા માટે કોઈ સરકારની ઠોકર સહન કરે! ગુજરાતનાં ખેડૂતો તો એવા કુશળ છે, એવા કુંદન જેવા છે કે તેમના ઉપર રાજ્ય કરવા

કોઈપણ સરકાર મગરૂબ થાય. આવા ખેડૂતોને આ સરકાર લાત મારે એ કદી ન બને."

"જેમ વરસાદ આવતાં પહેલાં વૈશાખ જેઠની એકળામણ આવે છે, તેવી જ આજની આ અકળામણ બની જશે. તે આવ્યા વિના વૃષ્ટિ સંભવે નહીં. પ્રથમ અંધારું થાય, વાવાઝોડું આવે, કાટકા થાય ત્યારે છેવટે વરસે. તેમ દુઃખ સહન કર્યા વગર સુખ આવે જ નહીં."

"તમે તોફાન ન કરો. તોફાનનું કારણ આપ્યા વિના ભલે તમને બધાને જેલમાં લઈ જાય ટોળે શું કરવા વળીએ? આ વખતે સરકારનો પિત્તો ઊછળ્યો છે. છોને લોઢું ગરમ થાય. પણ હથોડાએ તો ઠંડું જ રહેવું જોઈએ. હથોડો ગરમ થાય તો પોતાનો જ હાથ બાળે. તમે ઠંડા થઈ પડી રહો. કયું લોખંડ ગરમ થયા પછી ઠંડું નથી થતું? કોઈ પણ રાજ્ય પ્રજા ઉપર ગમે તેટલું ગરમ થાય તોપણ તેને છેવટે ઠંડું થયા વગર છૂટકો નથી!"

# વલ્લભભાઈના માનીતા સિપાહી

વિઠ્ઠલભાઈ પટેલને ત્યાં લૉર્ડ ઇરવિનને માટે આ પાણીનો મેળાવડો ગોઠવેલો હતો.

એ મેળાવડામાં ગુજરાતના કેટલાક આગેવાનોને નિમંત્રણ આપવામાં આવેલાં. લૉર્ડ ઇરવિન તો હિન્દના વાઇસરૉય! એટલે ઘણા સારા સારા માણસોને નોતરેલા.

તેમાં વિઠ્ઠલભાઇએ શ્રી. રવિશંકર મહારાજને પણ નિમંત્રણ આપ્યું. આ નિમંત્રણને વિષે વલ્લભભાઇનો અભિપ્રાય તો જાણવો જોઈએ ને! એટલે શ્રી. રવિશંકર મહારાજે વલ્લભભાઇને પૂછ્યું.

"મારાથી આ વાઈસરૉયની પાર્ટીમાં જવાય ખરું?"

થોડીવાર વલ્લભભાઈ મૂંગા જ રહ્યા.

પછી બોલ્યાં:

"હા,જવાય, કારણકે આપણે એ વાઈસરૉયને

ઘેર નથી જવાનું, પણ આપણા ભાઇને ઘેર જવાનું છે. તેથી જવામાં હરકત નથી. ”

રવિશંકર મહારાજ તો પાર્ટીમાં ગયા. વિઠ્ઠલભાઇને ખબર પડેલી કે મહારાજ તો વલ્લભભાઈની રજા લઇને આવેલા છે એટલે મહારાજ જરા ધ્યાનમાં રહી ગયેલા.

લૉર્ડ ઇરવિનને એક પછી એક નિમંત્રિત ગૃહસ્થોની ઓળખાણ કરાવાઈ ત્યાં તેઓ રવિશંકર મહારાજ પાસે આવ્યા ત્યારે વિઠ્ઠલભાઇએ કહ્યું.:

“ આ અમારા રવિશંકર મહારાજ છે. વલ્લભભાઇ પટેલના માનીતા પ્રથમ કક્ષાના સિપાહી છે. તેમણે આ કેડિયું તો તમે આવ્યા છો માટે જ પહેરેલું છે. એમના એક જ શબ્દ ઉપર ગુજરાતનાં ગામડાનાં લોકો બળવો પોકારવા તૈયાર થાય એવું એ બળ ધરાવે છે. ”

લૉર્ડ ઇરવિને હસીને રવિશંકર મહારાજ સાથે હાથ મિલાવ્યો !

# મીઠાનો કાયદો તોડયો

"મીઠા ઉપર તે વળી વેરો લેવાય?"

"હા, જુઓને, સરકાર ચપટી મીઠા ઉપરથી પણ પોતાનો વેરો જતો કરવા તૈયાર નથી!"

"કોણ કહે છે?"

"ગાંધીજીએ હિંદના વાઇસરૉયને કાગળ લખીને કહ્યું કે તમે મીઠા ઉપરથી વેરો કાઢી નાખો."

"પછી?"

"પછી શું? સરકારે સાફ ના પાડી."

"તો પછી હવે?"

"હવે, ગાંધીજી માર્ચની ૧૨મી તારીખે દાંડીને દરિયે જઈને મીઠાના કાયદાનો ભંગ કરવાના છે."

૧૯૩૦માં લોકો આમ વાત કરતા હતા. ત્યારે સરદાર વલ્લભભાઈ બોરસદ તાલુકામાં લોકોને ગાંધીજીની લડત વિશે સમજૂતી આપતા હતા.

બોરસદમાં સરદાર વલ્લભભાઈ ભાષણ આપતા હતા :

"આ તે કાંઈ અંગ્રેજોના રાજ કરવાના ઢંગ છે! હિંદુસ્તાન દુનિયામાં સૌથી ગરીબ મુલક છે. છતાં એ ગરીબ માણસ પાસેથી પરદેશી સરકાર મીઠા ઉપર વેરો વસૂલ લે છે. આવી સરકારનો કાયદો શાંતિથી તોડવો એ સહુની ફરજ છે. ગાંધીજીનો હુકમ છૂટે ત્યારે રાહ જોઈને ન બેસશો. મીઠાનો કાયદો તોડજો."

આવું ભાષણ કરવા બદલ સરદાર વલ્લભભાઈને સરકારે કેદ પકડયા !

પછી તો આખા હિંદુસ્તાનમાં ગાંધીજીનો સંદેશો પહોંચી ગયો. હજારો માણસો જેલ ગયા, લાઠી ખાધી. છેવટે જેઓ દરિયાકિનારે રહેતા હોય તેમને માથે ઊંચકીને લઈ જવાય તેટલું મીઠું મફત લઈ જવાની છૂટ મળી !

# હિંદુસ્તાન જાગી ગયું !

સન ૧૯૩૨ !

હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારે પાર વગરનો જુલમ શરૂ કર્યો.

"એટલે ?"

"એટલે એમ કે સરકારે હવે ન્યાયનીતિ છોડીને કાયદો પોતાના હાથમાં લીધો છે."

"પણ, સરદાર વલ્લભભાઇ તો આપણને શીખવી ગયા છે કે અંગ્રેજ ભલે ગમે તેટલો જુલમ કરે તો પણ તમે મક્કમ રહેજો. એનો અસહકાર કરજો. એની સામે સત્યાગ્રહ કરજો."

"હા, એ તો બધું કરીશું પણ મુંબઇમાં કોંગ્રેસની કારોબારીની છેલ્લી બેઠક મળી કે તરત જ સરકારે તેને ગિરફતાર કરી છે ને ?"

"ગાંધીજી તથા સરદાર વલ્લભભાઈ, પંડિત જવાહરલાલ, રાજેન્દ્રબાબુ, સરોજિની નાયડુ, એ બધાંયને પકડીને જેલમાં પૂરી દીધાં છે."

"પણ તેમને શા માટે પકડયાં છે?"

"બસ, તેઓ ગરીબ હિંદુસ્તાનના લોકોને સ્વતંત્ર થવાનો રાહ બતાવે છે એટલા જ ખાતર!"

"એ બધા પકડાયા ત્યારે કાંઈ કહેતા ગયા છે ખરા કે?"

હા, એમણે એમ કહ્યું છે કે, તમામ બ્રિટિશ માલનો બહિષ્કાર કરજો."

આમ હિંદુસ્તાનને ખૂણે ખૂણે ગાંધીજી અને સરદાર વલ્લભભાઇનો સંદેશો પહોંચી ગયો ને આખું હિંદ જાગી ગયું!

# "ચાલ્યા જાઓ!"

૧૯૪૨ ના ઑગસ્ટની નવમી તારીખ!

એ દિવસે આખા હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં સ્વતંત્રતાનાં નિશાનરૂપ ગાંધીજી અને સરદાર વલ્લભભાઇની સંસ્થાઓ હતી, એના બધા જ કાર્યકર્તાઓને સરકારે જેલમાં પૂરી દીધા!

લોકો પૂછવા લાગ્યા :

"અરે, પણ આપણા ગાંધીજી અને સરદારે શો ગુનો કર્યો છે?"

"ગાંધીજીએ અંગ્રેજને કહ્યું છે કે હવે તમે અહીંથી ચાલ્યા જાઓ!"

"અંગ્રેજોએ બહુ જુલમ કર્યો. તેમને ચાલ્યા જાઓ કહેવું એમાં ગુનો શો થયો?"

એક પરદેશી સરકારને હિંદુસ્તાનનાં કરોડો અર્ધનગ્ન ને ભૂખ્યાં માણસોની ઉપર જુલમભરેલો રાજકારભાર કરવાની ના પાડવી ને તેને ચાલ્યા જવાનું કહેવું એ તો શેનું જ ગમે!

બધાયને પકડી તો લીધા. પણ આખા હિંદુસ્તાનને ખૂણે ખૂણે બળવો ફાટી નીકળ્યો. રેલ્વેનાં સ્ટેશનો બાળી મૂકયાં, પાટાઓ તોડી નાંખ્યા, તાર કાપી નાંખ્યા, કચેરી ને કોર્ટો બાળી મૂકી, સિપાઇઓનાં હથિયાર પડાવી લીધાં. પ્રજા છંછેડાઈ તેથી આવું આવું બધું કર્યું !

અંગ્રેજ સરકાર ઉપર આખી દુનિયાએ ફિટકાર વરસાવ્યો, કારણ કે કોઇ પણ ગુના વગર તેણે ગરીબ પ્રજા ઉપર જુલમ ગુજાર્યો હતો !

# આપણી રાષ્ટ્રિય સરકાર

૧૯૪૭ ના ઑગસ્ટની પંદરમી તારીખ!

હિંદુસ્તાનના ઇતિહાસમાં એક નવો અમર લેખ લખાયો. એ દિવસે હિંદુસ્તાનની પ્રજાએ પોતાની ઇચ્છા પ્રમાણે ચૂંટી કાઢેલા આગેવાનોને બ્રિટિશ સરકારના પ્રતિનિધિ વાઇસરોયે સત્તાની સોંપણી કરી!

રાષ્ટ્રિય સરકારની રચના થઇ! એમાં કોણ કોણ સભ્ય તરીકે આવ્યા!

પંડિત જવાહરલાલ નહેરુ આપણી સરકારના પહેલા વડા પ્રધાન થયા. પછી સરદાર વલ્લભભાઇ આપણી સરકારના ગૃહમંત્રી બન્યા. એટલે શું? જાણો છો ને? આખા હિંદુસ્તાનમાં કાયદો ને વ્યવસ્થા તેમના હાથમાં આવ્યાં; એટલે કે અગત્યનો વહીવટ તેમને કરવાનો આવ્યો. હિંદના લગભગ ૬૦૦ દેશી રાજ્યોને, હિંદી સંઘ સાથે જોડવામાં તેઓએ સફળતા મેળવી.

હિંદુસ્તાનના ખેડૂતોને પૂછીએ કે તમને

બળવાન બનાવનાર કોણ? તો તેઓ એકી અવાજે કહે છે :

"અમારા સરદાર વલ્લભભાઈ."

પણ, તેઓ સરદાર કેવી રીતે બન્યા એ જાણો છો?

જુઓ, ગાંધીજીના તેઓ એક શિસ્તબદ્ધ સૈનિક છે. ગાંધીજીનો આદેશ એ જ સરદારનો માર્ગ, ગાંધીજીનાં બધાં જ નાનાં મોટાં સેવાકાર્યોના પાયામાં સરદારશ્રીનું મૂંગું કાર્ય સમાયેલું છે. આમ, સરદાર એક અજોડ સિપાઈની પેઠે હજુયે ગાંધીજીના આદેશને ઝીલીને તે કામ પાર પાડવા પોતાની તમામ શક્તિ ખર્ચે છે.

સરદારશ્રી હિંદુસ્તાનના સરદાર બન્યા છે, કારણ કે તેઓએ ગાંધીજીના સાચા સિપાહી તરીકેનો ફરજ અદા કરી છે!